છોકરાંઓના ઉપયોગ શારૂ.

કરાંણીવાળો

# ગુજરાતી ભાષાનો નવી લેખણ કળાનો ખરડો.

સુધારેલી ચોથી આવૃત્તિ.

નિશાળ ____________ વર્ગ ____________




ભણનાર ____________ શિક્ષક ____________

શરૂ કર્યો ____________ ૧૮____ પુરો કર્યો ____________ ૧૮____

(આ ખરડો સને ૧૮૬૭.ના ૨૫ માં આક્ટ પ્રમાણે રજીસ્તર કરાવ્યો છે.)

કિંમત આના બે.

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ

ઓ ઔ અં અ:

ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ

ટઠડઢણ; તથદધન;

પફબભમ; યરલવ;

શષસહ; ળક્ષજ્ઞ.

કેળવણીનું ફલ મીઠું છે.

ક્રોધથી બીહતાં રેહેજો.

તમારી દયાનત પાક રાખજો.

ઈનસાફની રાહે ચાલજે.

બંદગીમાં મશગુલ રેહેજે.

દુઃખીઓને સહાય થજે.

કેળવણીનોફેલાવોકરજો.

સારામાણસોનેમદદઆપજો.

ડાહ્યાંમાણસોનીસલાહલેજો.

જીંદગીએએકમુસાફરીછે.

દરદો મટાડેલાં મટેછે.

કદી ગોસ્સો કરવોનહી.

ઈશ્વર સર્વ ઠેકાણે છે.

તમારાં હસ્તખત સુધારો.

કુમળો વાંસ વાળે તેમ વળે.

સભગનોભંહલોસાહેબઆપે.

ફરજડગેઅદ્દાપારયાડેભોધ.

ગણીનુંગજઆભાહરેહેને.

અસલી ઈરાનીઓ ઘણા દેશહિતકારી હતા. તેઓ પોતાના પાદશાહને ઘણું માન આપતા તથા તેને ચાહાતા હતા. તેઓ પોતે પેહેલવાનો તથા સિપાહોમાં અપવું ઘણું માન ભરેલું સમજતા હતા, તથા પોતાનાં બચ્ચાંને બાળપણથીજ સાચ્ચું બોલતાં, ઘોડે બેસતાં, અને તીર મારતાં શિખવતા હતા. તેઓ સ્ત્રીઓનો મલાજો જાળવતા હતા, તથા તેઓને સારી તરબીયત આપતા હતા. તેઓની સ્ત્રીઓ પણ બહાદૂર તથા હિંમતવાન હતી. તેઓમાં આપણી

મુવાફેક બાળલગ્નનો રેવાજ હતો નહીં; પણ છોકરો તથા છોકરી બન્ને પોતાની ઉમરે પુગી પોતાને મન ગમતું જોડું પસંદ કરતાં હતાં. ઈરાનીઓ હમેશાં સાચ્યું બોલવાને ઘણું ચ્યાહતા હતા. તેઓમાં "નબળાઓને બંચાવી લેવાનો ઘણો ઉત્તમ ખવાસ હતો. તેમજ નમનતાઈ, દયા, હિંમત તથા સખાવતના ગુણો એક સરખી રીતે હતા."

(મી. બ. બે. પટેલની ઈરાનની મુખતેસર તવારીખમાંથી.)

ભરતખંડના લોકોની નીતિ અને સંસારી હાલત અને મતો

સંબંધી હમણાં જે સુધારો થવા માંડ્યો છે તેનું બી રામમોહનરાય-

ના વખતમાં રોપાયું. એ સુધારાનાં બીથી ઉગી નિકળતાં ઝાડને

હમણાં કોમળ ન્હાની ન્હાની ડાળીઓ આવી પાંદડીઓ ફુટવા

લાગી છે. માટે તેને જો આપણે પાણી છીપી ઉછેરીયે તો, આગળ

જતાં તે ઝાડ મોટું થઈ સર્વ દેશમાં પસરશે, અને જો કદાપિ તેનાં

મધુર ફળ આપણા ચાખવામાં નહીં આવે તો આપણી આવતી

પ્રજાનાં ચાખવામાં આવશે. — પણ આજસુધી જે સુધારો થયો છે,

તે કંઈજ નથી; કેવળ સુપ્રકાશનો ઉદય માત્ર થયો છે. સુધરેલાંની

સંખ્યા ઘણીજ થોડી, અને વળી તેમાં ઘણાંખરાનાં મનમાં પ્ર-

કાશ અને અંધઃકાર, સત્ય અને અસત્ય એ સઘળાંનું ગોંઘળ થ-

ઈગએલું દેખાય છે.

( રાજા રામમોહનરાયના ચરિત્રમાંથી)

"ઈંગ્લાંડના લોકો, તેઓના દેશમાં જે પારકા શખ્સો જાય છે, તેઓને સારું આદરમાન આપેછે; તથા તેઓને ઉપકારી કરવાને હમેશાં આતુર રહે છે. આ વાત જેઓ આજદિન સુધી એ દેશઆતે જઈ આવ્યા છે તેઓ કબુલ કર્યાવિના રેહેશે નહીં. કોઈબી ઠેકાણે કાંઈ હરકત આવી પડી તો પારકો શખ્સ જાણી આપણી મદદે ઘણાં જણ આવશે. જો કોઈ તમાશો અથવા મેળો જોવા આપ-

ણે ગયા હોઈએ અને ત્યાં ભીડ ઘણી હોય, તો પણ આપણને પા-

રકા શખ્સ જાણી તરત લોકો રસ્તો આપે છે, અને સારી જગ્યા પ-

ણ આપે છે. કારખાનાં તથા બીજાં ઠેકાણાં આપણને દેખાડવા-

માં તેઓ પોતાને માન સમજે છે. અને એ મીસાલે સઘળી તરફ-

થી આપણને આદરમાન સાથે ઉપકારી કર્યામાં આવે છે."

( મી૰ ડો૰ ફરામજી કરાકાની ગ્રેટ બ્રિટનની મુસાફરીમાંથી )

ઈશ્વરનાં સર્વ કામોમાં તેની આગાહી બહુ અજબ છે. તેનો ઉદ્દેશો બહુ બુલંદ છે. તે સૃષ્ટિઉપર અમલ અને હકુમત ચલાવવામાં બેહદ ડાહપણ વાપરે છે. આ દુનિયાંનું રાજ્ય સમાધાનીથી ચલાવવાને તેણે કાયદાઓ સ્થાપેલા છે, અને નિયમો બાંધેલા છે. તે કાયદાઓ સર્વ પ્રાણીઓમાં અજાયબ જેવી રીતે જુદી જુદી તરાંહમાં મુકેલા છે, અને દરેક જણ કુદરતથી આપો-

આપ તેની મરજીને માંન આપી કબુલ કરે છે. તેનાં મગજની ઉંડાઈમાં સર્વ જ્ઞાન અને સર્વ સમજણ સમાયલાં છે. ભવિષ્યનો સર્વ ભેદ તેની આગળ ઉઘાડો છે. તારાં દિલના સર્વ વિચાર અને તારાં મનનો મનસુબો તેની આગળ ખુલ્લો છે, એટલુંજ નહીં; પણ તારાં દિલમાં તું એક ઠરાવ કરે તેની આગમજ તેને તે ખબર પડી ચુકે.

(મી. ડો. ફ. રાંદેલીઆની જીંદગી ભોગવવાની જુગતી માંથી.)

~~મુંબઈમધે આશકારા છાપખાનામાં છપાયું છે.~~



કરાંણીવાલો.

# ગુજરાતી નવી લેખણ કળાનો ખરડો

## લખાવવાની રીત.

એ ખરડામાં દર સફામાં એક જીનું પાનું મુકેલુંછે, તે ઉપર જ્યા સુધી નવા લખનારના ધ્યાનમાં દરેક અક્ષરની વળાણુ આવે ત્યાં સુધી ખાલી કલમે ઘુંટાવવું; ત્યાર પછી એજ જીનાં પાના પર સાઈએ લખાવવું એથી બાળકોનાં ધ્યાનમાં દરેક અક્ષરની વળાણુ સરસ રીતે આવી જશે અને એ પછી એજ ખરડા ઉપરથી જોઈને બીજી જ્ગી કાગળ પુરુ લખાવવું એ રીતે પેહેલે ઘુંટાવી પછી જીનાં પાના પર લખાવીને પછી બીજી છોકરાને લખતાં ઘણું સવળ પડશે તેમજ અક્ષર પણ ઘણાં સરસ રીતે સુધરશે.